॥ तत्सत् परमात्मने नम ॥

## શ્રી વિશ્વરંગ નાટક સમાજ

# રૂક્મીણી સ્વયંવર.

## નાટકનાં ગાયનો.

—: છપાવી પ્રસિદ્ધ કરનાર :—


શ્રી વિશ્વરંગ નાટક સમાજના માલેક

ચીમનલાલ ભકોરદાસ દલાલ.

હાલ મુકામ—સ્ટેશનરોડ જયોર્જ થીએટર—સુરત.

આવૃતિ ૨ જી          પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૫          સને ૧૯૧૯

કિંમત ૦-૩-૦ (ત્રણ આના)

શા. ખુબચંદ અમીચંદના ધી સુરત 'જૈન' ઍન્જીન પ્રીન્ટીંગ

પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ જસીએ છાપ્યું છે. ખપાટીયા ચકલા-સુરત.

# રૂકમીણી સ્વયંવર નાટકનો ટુંક સાર,



## (મંગળાચરણ) અંક ૧ લો.

પ્રવેશ ૧ લો—કૃષ્ણ પ્રત્યે વૈભવ દર્શાવતો શીશુપાળ, તેના મીત્ર રૂકમીનુ આવવું, રૂકમીણીના સ્વયંવરનું શીશુપાળને આમંત્રણ, બંનેનું કુંડીનપુર જવું.

પ્રવેશ ૨ જો—રૂકમીણી તથા સખીઓને હાસ્યવીનોદ, રૂકમીણીનો કૃષ્ણ પ્રત્યે અનન્ય પ્રેમ, રૂકમીનું આવવુ શીશુપાળનેજ વરમાળા પહેરાવવા કહેવું, રૂકમીણીને કૃષ્ણને સંદેશ.

પ્રવેશ ૩ જો—સત્યભામાની સખી નાગરીકા પર મોહાશકત થયેલ મદનસેનનું નાગરીકાની છબી લઈ આવવું, નાગરીકાનો મેળાપ, પ્રેમની માગણી, નાગરીકાનો ઈનકાર, મદનસેનની બળજોરી, શ્રીદામાનું આવવું, મદનને માર પડવો, બાદ મદનની સ્ત્રી રતીનું આવવુ, મદનની કંગાલ સ્થીતી, મદન તથા રતીનું જવું. ત્યારબાદ શ્રીદામા તથા નાગરીકાનો શૃંગારીક અઈચાળો હાસ્યવીનોદ, તથા કૃષ્ણ તેમજ સત્યભામાને સુરતનું સરોજ બાગમાં મેળવવા બંનેનો સંકેત અને જવું.

પ્રવેશ ૪થો—સંકેત પ્રમાણે કૃષ્ણને લઇ શ્રીદામાનું સુવર્ણ સરોજ બાગમાં આવવું, મણીચોર તરીકે કૃષ્ણને ઉદ્દેશતાં, સત્યભામાનું આવવું; સત્યભામા તથા કૃષ્ણનો પ્રેમ, સત્યભામાના પીતા શત્રાજીતનું આવવું, અને સત્યભામાને લઇ ચાલ્યા જવું, તેટલામાં રૂકમીણીનો સંદેશ, પત્ર લઇ કનક માલીકાનું આવવું, પત્રની બીના જાણી રૂકમીણીના સ્વયંવરમાં જવા કૃષ્ણનું તુરત કુંડીનપુર તરફ વીદાય થવું.

પ્રવેશ ૫મો—કૃષ્ણ કુંડીનપુરમાં આવ્યાના સમાચાર જાણી ખુશી થતા રૂકમીણી, શીશુપાળ તથા કૃષ્ણનું આવવું યુદ્ધની તઇયારી, ભીષ્મક મહારાજનું આવવું. તકરારનું સમાધાને, બધાનું જવું, રૂકમીણી તથા કનક માલીકાનું આવવું, કૃષ્ણ કુડીનપુરમાં પધાર્યા છે, તેવા શુભ સમાચાર કનક માલીકાએ રૂકમણીને આપવા, તથા રૂકમી અને શીશુપાળ સાથે કૃષ્ણની બોલાચાલી થઇ તે વીશે પણ જાણ કરવી, રૂકમીણીની ચીન્તા અને પ્રભુ પ્રાર્થના.

પ્રવેશ ૬ઠો—ઠાઠ માઠ કરી નાગરીકાને મળવા જવા માટે મદનસેનની તૈયારી, રતીએ મના કરવી, પરસ્પર ચકમક અને સલાહ. બાદ સત્યભામાને સુવર્ણસરોજ બાગમાં કૃષ્ણદેવની મુલાકાતે લઇ ગયેલ હોવાથી શત્રાજીતે નોકરીમાંથી રજા આપેલ નાગરીકાનું શ્રીદામાપર ચીડાતા આવવું શ્રીદામાનો મેળાપ, સત્યભામાને ઘરમાં કેદ કરેલ છે તે

નાગરીકાદ્વારા શ્રીદામાએ જાણવું, જોશીનો વેશ લઈ સત્યભામાને મુક્ત કરવાના સાધનો માટે જવું. તથા આવતી કાલે ચોકસ જગ્યાએ મળવાનો નિશ્ચય કરી બનેનું વીદાય થવું

પ્રવેશ ૭ મો—રૂકમણી સ્વયંવર શીશુપાળ, તથા રૂકમણી ઉધરાઈ, કૃષ્ણદેવની ગાંભીર્યતા, ક્રથકૈશીક કૃષ્ણના મીત્રની ઉદારતા, યુદ્ધની તૈયારી, રૂકમીણીના વીનવવાથી યુદ્ધ તથા સ્વયંવરનું બંધ રહેવું.

[ ડ્રોપ ]



## અંક ૨ જો.



પ્રવેશ ૧ લો—રૂકમણી પોતાને ન મળવાથી તથા સ્વયંવરમાં અપમાનીત થવાથી કૃષ્ણ, ભીષ્મક, તથા રૂકમણીપર ક્રોધ કરતો શીશુપાળ રૂકમીનું શાન્તવન, તથા રૂકમીણી શીશુપાળનેજ વરાવવાનો રૂકમીનો ઠરાવ બદલામાં શીશુપાળ તરફથી મહારાજા જરાસંધના સેનાપતીપદનો મુકુટ રૂકમીને ભેટ, રૂકમીએ તે મુકુટ રૂકમીણી પાસે મોકલાવવો અને શીશુપાળ સાથ લગ્ન કરવા ફરજ પાડવી.

પ્રવેશ ૨ જો—મુગટને જોતી રૂકમીણી, કૃષ્ણદેવ પ્રત્યે પોતાનો અનન્ય પ્રેમ; ભીષ્મમહારાજનું આવવું, કૃષ્ણદેવની મહત્તા, અને શીશુપાળ તથા રૂકમીની દુષ્ટતા વીશે તેમના

શ્રૃંગાર, રૂકમીનું આવવું. શીશુપાળ સાથે પરણવા માટે રૂકમીણીને દમકાટી તથા પીતાને પોતાની વાતમાં સામેલ કરવા દમ, સામેલ ન થવાથી ભીષ્મક કેદ.

પ્રવેશ ૩ જો—બૈરીને થાપ આપી નાગરીકાની મુલાકાતે નીકળેલો મદનસેન શ્રીદામાનું ખુદા જોશીના વેશમાં આવવું. સત્યભામાની મા ચારૂમતીને જ્યોતીષ વીદ્યાર્થી ભમાવી નાગરીકાની નોકરી તથા સત્યભામાને કેદ કરેલા છે, તે ઓરડાની ચાવી ચોક્કસ જગ્યાએ કાયમ કરાવવી, બાદ નાગરીકાનો મેળાપ, પરસ્પર ગમ્મત, મદનસેનની મુલાકાત, તથા મદનસેનની કમબખતી.

પ્રવેશ ૪ થો—રૂકમીણી તથા સખીનું આવવું. કૃષ્ણદેવનું ગોવાળ રુપે આવવું. પાછળથી કૃષ્ણરૂપે પ્રત્યક્ષ થવું. રૂકમીણી હરણ.

પ્રવેશ ૫ મો—વીરહીણી સત્યભામા કૃષ્ણના વીચારમાં નાગરીકાનું આવવું, સત્યભામાને ધીરજ, સત્યભામાએ ચીતરેલી કૃષ્ણદેવની છબી લેઈ નાગરીકાનું જવું, સત્યભામાની દુઃખદ સ્થીતી.

પ્રવેશ ૬ ઠો—શ્રીદામાપર ચીડાતી ગોપી, મદનસેનનું આવવુ, શ્રીદામા નાગરીકાને પરણાવવાનો છે, કહી ગોપીને વધારે ઉશ્કેરવી, બાદ શ્રીદામાનું આવવું. મદનનો ગભરાટ, ગોપીનો આશ્રય, પરીણામે જાહેર થવું, મદનને માર.

**પ્રવેશ ૭ મો**—શ્રીકૃષ્ણ તથા રૂકમીણીનું દ્વારકા તરફ રવાના, સામી કેટલાક સૈનીકોસહ આક્રમણ કરશે તેવા કથકૈશીક તરફથી કૃષ્ણને સમાચાર મળવા શ્રીકૃષ્ણનું નીડરપણું ભીષ્મક મહારાજને બંદીખાનામાંથી છોડાવી દ્વારકા લઈ આવવા માટે શ્રીકૃષ્ણની કથકૈશીકને સુચના, રૂકમણીનું તથા બળરામનું સૈન્યસહ આવી પહોંચવું પરસ્પર યુદ્ધ, રૂકમીનો પરાજય, રૂકમીણીના સ્નેહની ખાતર રૂકમીને શ્રીકૃષ્ણે જાનથી ન મારતા કદરૂપ બનાવી છોડી દેવો. ડ્રોપ.



## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો**—પુત્રના હાથથી કેદ ભોગવતા દુઃખદ સ્થીતીમાં ભીમક, કથકૈશીકનું આવવું. ભીષ્મકને મુક્ત કરી બંનેનું દ્વારકા તરફ વીદાય થવું.

**પ્રવેશ ૨ જો**—શ્રીકૃષ્ણથી હાર પામેલ રૂકમીને કેટલાએક રાજાઓનું શાન્તાન રૂકમીનો આપઘાત કરવા નીશ્ચય, શીશુપાળે તેમ થતા અટકાવવો, અને ફરી ફી મોટા બળ સાથે દ્વારીકાપર ચઢાઈ કરવાનો ઠરાવ અને વીદાય થવું

**પ્રવેશ ૩ જો**—સત્યભામાના વીયોગ માં કામથી પીડીત થતા કૃષ્ણ શ્રીદામાનું સત્યભામાના સમાચાર તથા શ્રીકૃષ્ણની સત્યભામાની ચીતરેલી છબી લઈ આવવું. તેટલામાં રૂકમણીનું

આવવું, હાસ્યવીનોદ રૂકમણી પાસે શ્રીદામા દ્વારા સત્યભામા પ્રેમ સંબંધી ખુલાશો, રૂકમણીનું પ્રસન્ન થવું. બધાનું જવું.

**પ્રવેશ ૪ થો**—મદનના વર્તનથી કંટાળી ગયેલી રતી પોતાના પીતાને ત્યાં જવાની તૈઈયારીમાં શ્રીદામાની સ્ત્રી ગોપીનું આવવું. અને રતીને ધીરજ, નાગરીકા શ્રીદામાની સાથેજ પરણનાર છે, તેવો ખુલાસો નાગરીકાના પ્રેમમાં પાછા પડેલ મદનનું આવવું, ગોપીદ્વારા, મદનની કસોટી, રતીની ખાત્રી થવી, રતી તથા મદનનો સુખ સંસાર.

**પ્રવેશ ૫ મો**—સત્યભામાને મળવા માટે શ્રીકૃષ્ણનું શ્રીદામા સાથે આવવું, તેમજ સત્યભામા તથા નાગરીકાનું આવવું, શૃગારીક વીનોદ બાદ નારદનું આવવું. શ્રીકૃષ્ણ તથા સત્યભામાના તથા નાગરીકાના અને શ્રીદામાના લગ્ન, શત્રાજીત, ચારૂમતી, ભીષ્મક, રૂકમીણીનું આવવું, ભીષ્મકના હાથે તથા શત્રાજીતના, હાથે કૃષ્ણને કન્યાદાન રૂકમી તથા શીશુપાળનું સૈન્યસહ ચડી આવવું, પરસ્પર યુદ્ધ, રૂકમી શીશુપાળનો પરાજય, રૂકમીણીના વીનવવાથી તેઓને જીવતદાન.

ૐ શાંતી. શાંતી. શાંતી.



# શ્રી રૂકમણી સ્વયંવર નાટકના પાત્ર

## પુરૂષ પાત્રો.

શ્રીકૃષ્ણ........દ્વારીકાધીશ દ્રીવ્યનાયક.

ભીષ્મ..........કદીનપુરના મહારાજ, રૂકમીણીના પીતા

શિશુપાળ.......રૂકમણી સાથે લગ્ન કરવાનો ઉમેદવાર જરાસંઘનો સેનાપતિ.

રૂકમીયો........ભીષ્મકનો પુત્ર, રૂકમણીનો ભાઇ

કુંથકૈશીક......શ્રી કૃષ્ણનો પરમ મીત્ર

સત્રાજીત........સત્યભામાનો પીતા યાદવ

શ્રીદામા.......ગોવાળ. કૃષ્ણનો બાળમીત્ર

મદનસેન........દેવસેન યાદવનો પુત્ર, રતીનો પતી. નારદ, દરબારી દ્વારપાલ સેવક વીગેરે

## સ્ત્રી પાત્રો

રૂકમીણી......રાજા ભીષ્મકની પુત્રી. કૃષ્ણ પત્ની

સત્યભામા.......સત્રાજીત યાદવની પુત્રી કૃષ્ણની પત્ની

નાગરિક.......સત્યભામાની સખી શ્રીદામાની સ્ત્રી

ગોપી............શ્રીદામાની માતા

રતિ.............મદનસેનની સ્ત્રી

ચારૂમતિ.......રૂકમણીની સખી

કનકમાલિકા......રૂકમણીની સખી

દાસ, દાસીઓ, વારાંગનાઓ. વીગેરે.

॥ तत्सत् परमात्मने नमः ॥

# રૂકિમણી સ્વયંવર

## નાટકનાં ગાયનો



સુત્રધાર— મંગળાચરણુ.

શ્રી રાધાવરશ્યામ વંદુ પ્રભુ
પ્રીયના આલીંગને અંકીત જેના
ચંદન લીપ્ત શુભ ગાત્ર......વંદુ૦
ચંદ્રથી અંબર વન ભુમી સુંદર
વૃક્ષ ઘટા ઘન
રજની પરમ રમ્ય પ્રકાશ
યમુના તટીની કુંજવાસ રાધા માધવ વન વીલાસ
સુરત જનીત સ્વદેહાર સહિત શોભીત હૃદય ભાવ
સફળ કરો સફળ મનોકામ.......વંદુ૦

બાળાઓ— ૧

ગાઓ રાધાવર શ્યામ ગોપીજન મન વીશ્રામ
યોગીજન મન આરામ આહા
ગોપી મન માન સરસ રસીયા રસરાજરે
યોગી મન માન સરસ વસીયા હંસરાજ એ

મધુર મુરલીના ગાને હા હા
ઘેલી કીધી વ્રજ વામ હા હા
નંદના નંદન જગના નંદન વંદન ચરણુમાં...આ૦

બાળાઓ— ૨

રૂપેરી રંગ રાતડી પુરણ ચંદ્ર પ્રકાશ
કૃષ્ણ ચંદ્ર સહ કામીની રમતી રાસ વિલાસ
હાંરે રંગ રસિયે રમાડી રાતલડી
મધુરી મનને લોભાવતી સોહાવતી રીઝાવતી
ઉર એમ ઉભરાય ચકોર ચંદ્રને જયમ ન્હાય
જગત જીવનમય જણાય
વ્હાલો વગાડે વાંસળી ગોપી ગાવે ગીત
આનંદ વરસે અતી ઘણો, ભાગી ભવની ભીત
નૃત્ય સહ તાળી કરે લેતાં
રમ્યા રસ રાજથી રંગની રેલ
દુઃખડાં દુર થયારે લોલ—

રૂકમીણી— ૩

સુંદરવર શ્યામ શરીર એ મોહન મુર્તિ મનહારી
નવીન નવીન સુંદરતા ભરી જ્યાં
નીરખી નયન અમૃત રસ પીતા
તૃષીત ચક્ષુ રહી મારી
જ્યાં જ્યાં દ્રષ્ટી ફરતી મારી ત્યાં શ્યામવર કુંજ બીહારી
મુરલી અધરપર ધારી—

ગગન સદ્રશ ઘન શ્યામ સુંદર એ
સકળ બ્રહ્માંડ વીસે ભરપુર એ
મુજ મન રંજની વીહારી શ્રી કૃષ્ણ ચંદ્ર છબી ન્યારી—સુંદર

રૂકમીણી— ૪

ચિત્ત ચોર એ નંદ કિશોર કને કહેજે સજની કરૂણા કરજો
નથી કાગળ આપણું લેખ વિધિ નથી અક્ષર અક્ષર પ્રેમ નિધિ
તેમાં સ્નેહની શાહી મેં પુરી દીધી વાંચીને દીનાનાથ દુખ હરજો
સોંપ્યું મેં તનમન પ્રિયતમ તમને દરકાર બીજાની ન લેશ મને
દીલ નાવડુ આપ સુકાની કને હવે આપજ હાથ હરી ધરજો—

સખી—અધીરા સખી એ ગિરધારી તને
મળશે હૃષીકેશ મુરારી તને
સખી સીંચશે સ્નેહનું વારી તને
વર વલ્લભ એ વ્હાલથી વરજો—

નાગરિકા— ૫

જેને જોબન (૨) નું જોર
તેના ચીતડામાં ચોર કોરે કાળજડાની કોર—
રસ સાગરમાં નાચ નચાવે, લોચનમાં રસ ઓરજ આવે
અંગને નવીન ઓપ ચડાવે,
એકજ વાત એ ધ્યાનમાં આવે,
નાવલીયો આવી નેહથી બાંધે, દીલડાં કેરો દોર—જેને—

નાગરિકા તથા શ્રીદામા—૬

નાગરિકા—રત્ન કુંદનનો યોગ હંસ પદ્મિનીનો સંયોગ
એજ વર વધુને યોગ્ય વસુદેવ નંદ એ—

સોનુ ન મળે સુગંધ એથી શો ભલો સંબંધ
ખીલશે કુમદ ભોળી જોઈ કૃષ્ણ ચંદ્રને—
આદામા—સ્નેહે સમજાવી શ્રીગોપાળને બોલાવી લાવુ
ભામાથી ભેટાડુ મારા ભાઈબંધને
વૃક્ષ વેલી મેળવીને કેળવી ગોવાળ કળા
વરાવું કુંવારી કન્યા નંદ નંદને

સત્યભામા ૭

મણીના ચોર એ મુરારીરે નટવર ગીરધારી
રમણી મણી રાધા મુખ ચંદ્ર ચકોર
નવલ યુવતીના નવલ યુવામણી ચોરે નંદકીશોર
નવનીતના રમણી અધર રસના રસીયા
નંદ કીશોર રમણી—
જળરે જમુનામાં અમેઃ જળ ક્રિડા કરતાં બાઈ
ઠાકોર આવ્યા તે ઠાર (૨) :
હરી વસ્ત્ર બેઠો વટના વૃક્ષરે કપટી કાનુડો
રમણી મણી રાધા મુખ ચંદ્ર ચકોર
સધ્યા સમય જળ જમુના હું ભરવા ગઈતી
જબરૂ કીધું ત્યાં જોર (૨)
માટને ફોડી નીર ઢોળી બતાવ્યો લોર
રમણી મણી રાધા મુખ ચંદ્ર ચકોર—

સત્યભામા તથા કૃષ્ણ— ૮

સત્યભામા—હાં હાં રે કર મૂકો મોહનજી મારો
કાંઈ શરમ શ્યામળા ધારો
અહીં નથી યમુનાનો આરો—
હું છું ભોળી રાજકુમારી જાણો નહી વ્રજનારી
ગિરધારી હું હારી.
કૃષ્ણ—છે પ્રેમ રંથ કંઈ ન્યારો,તું રસ સરીતાનો આરો
હું પ્રેમ પિપાસુ તારો—કર મુકો૦

કૃષ્ણ— ૯

અખીલ વિશ્વના સૃષ્ટિ પાલન કર્તા કૃષ્ણ કૃપાલ
કેશવ કર્તા કૃષ્ણ કૃપાલ
ધર્મ ઉદ્ધારણ કારણ પ્રગટયા આપજ દીન દયાળ
નટવર આપજ દીનદયાળ
આપ ચરણમાં કરે પ્રાર્થના કુંડિન નૃપની બાળ
રાજહંસી કુંવરી હૃદયથી માનસવાસી મરાલ
કહી હંસણી કરશે વાયસ શિશુપાળ વિકાળ
આણ તજીશ તેથી ઉદ્ધારી લેજો હરી સંભાળ

રૂકમીણી— ૧૦

ડુબતી નાવ છે અમારી મુરારી લેજો તારી તમે
આત્મ સખા અંતરની સમજો આપજ હૃદય વિહારી

આપ શરણુ વીણુ ભવસાગરમાં કોણુ ગતિ છે મારી
પોતે દીનાનાથ અને હું અબળા દીન દુઃખીયારી
આપ ચરણુ આશ્રય વીના મારી લાજ રહેવી છે ભારી
કુબતી૦

રતિ— ૧૧

મુખડાના મીઠા છો ઠગારારે અંતરના ખારા
જાણ્યા મેં પુરા ધુતારા
હાલી મવાલી જેવા મતલબીયા મીત્ર મળ્યા છે.
સંસાર સુખથી વ્હાલા અમને અળગા કર્યા છે
પનારા તમથી શા પડયા છેરે—અંતર૦
અમે છોને ઝુરી મરીયે તમને તેની શી પરવા
ઉપરથી જુઠી પ્રીતિ રાખો અમને છેતરવા.
જાઓ સતાવો શું કરવારે—અંતર

નાગરિકા— ૧૨

વાળ્યું ગોવાળીએ વેર પીંટયાએ વાળ્યા જ્યાં ત્યાં ઝેર
રડયાએ કરી મને જેર સખી વીના ગુનાએ જે
આશા અંતર એક હતી ક્યાને સખા પરણાવવીતી
પ્રાટ સખી હું તો થતી આખી મેળવતાં
અધીં ખાઇ ખાઇ બેઠી મારે વેર—

(ભાષણ) બાઈને બાગમાં લાવવા માટે મને કે સંભેર
પાવડી બળ્યાના પ્રપંચમાં બાઈ નવનું થયું તેર
છછેદીયો મનનો ઉંડો મારો રોયો બહુજ ભુંડો
હત તને બેસવું પડે ઘેર.

સખીઓ— ૧૩

ધરી વરમાળા હે નૃપ બાળા મંડપ માંહી પધારશો
પ્રસન્ન મનથી ચંદ્ર વદનથી સ્વયંવર મંડપને શોભાવશો
મંગળ ચરણે કોણ નૃપવરના મંગળ મહેલ દીપાવશો
ભાગ્યશાળીકો ભુપતી કેરા વંશના વૃક્ષને વીસ્તારશો

રૂકમિણી— ૧૪

મુકુટથી એ કૃષ્ણ પદ રજ છે અમુલ્ય
અવર સકળ દુઃખ મુળ
શોભા સાગર નટવર નાગર નહી કોઇ એની તુલ્ય—
સહસ્ત્ર કીરણ રવીરાજ પ્રકાશે ત્યાં તારાનું શું મુલ્ય—

છોકરાઓ શ્રીદામા જોશી—૧૫

છોકરા—અલ્યા જુઓ બાઈબંધ જોશી આવ્યા
ગપ ગોળા મારી ભોળા લોકોમાં ફાવ્યા
જોશી બુઆ પ્રણામ

જોશી—ભાઈ રામ રામ રામ

છોકરો—જોશી જુઓ મારો હાથ, મારા ભાગ્યની કો વાત

જોશી—અહીંથી જાવ કમજાત—

(છોકરા ભાવણુ)

છોકરા—મારા જોશો જુઆ લે બોલ મારા હાથમાંની

વસ્તુનું નામ શું

મારા જોશી જુઆ લે બોલ મારા ખીસ્સામાં

રાખ્યા છે દામ શું

જોશી—પોલંમ પોલ ઢંમ ઢોલ માંહી પોલ

શ્રીદામા જોશી— ૧૬

ચાલ્યું પોલંમ પોલ જગતમાં ચાલ્યું પોલંમ પોલ
કોઇ કરે નહી તોલ જગતમાં ચાલ્યું પોલંમ પોલ
વહેમી ભોળા ને વીશ્વાસુ વળી પુરૂષાર્થ હીણુ
જોશી વચનપર શ્રદ્ધા રાખી થયા વતનથી હીન
કંઈક સટ્ટા વેપારે વળગ્યા જોશી વચન ગણી સત્ય
ભાગ્ય હશે માહી સમજી કંઈ ખાએ ઘરના ગથ

રૂક્મણી—　　　　૧૭

પપૈયારે પીયુનો કહે કઇ સંદેશ
ગુંજ મમ સ્વર એ મોહન વરનો છબીલ ત્રીભંગી વેશ
મોર મુકુટ મકરાકુત કુંડલ પીત વસન મૃદુ કેશ
કોટીક ચન્દ્ર રૂજ ચંદ્રના આગળ થાય સ્ના ક્ષીણ તેજ—

રૂકમણી—　　　　૧૮

યમુના તણા કીનારે ગોપાળ ગૌ ચરાવે
સંગીત સ્વર ઈશારે રાધા નીકટ બુલાવે
બંસી ધ્વની સુણીને શુદ્ધ દેહની ભુલીને
નીકળીને ઘરથી રાધા ગોપળ સાથે આવે
યમુના સરિત કુંજે શૈયા કમળ બીછાવી
શ્રીકૃષ્ણ કર કમળથી રાધા ચરણ દબાવે

રૂકમિણી　　　　૧૯

વ્હાલન હું રાધા ગોરીરે ગોપાળ બન્યા ગવલીરે
જે વીશ્વના નિયંતા આજ એ રૂપ કર્તા

ભક્ત પ્રેમવશ પરમેશ્વર બન્યા મારા માર્ગ દર્શી
શુભ પ્રેમ પંથ બતાવો ભવ ભય હવે મીટાવો
મુજ અંધના નયન ઇશ્વર હૃદય ઉગાવો હર્ષી

સત્યભામા—                    ૨૦

તમારા વિરહમાં વ્હાલા મને વૈભવ અકારો છે
સુકોમળ સર્વ અંગોમાં રહયા છો આપ અવિનાશી
ભુલો શું દર્શ પ્યાસીને ગુન્હો તો શો અમારો છે
હૃદયની પાંખડી ઉંઘડી સુધાના વહી -હા ઝરણા
વૃથા તે આપ વીણ સઘળું ઉગરવા ન કોઇ આરો છે.
વીયોગે આ શરીર બાળી બની શું ભસ્મ વનમાળી
ધ્વનિ તે ભસ્મથી નીકળે તુંહિ તુંહિજ પ્યારો છે.

સોદામા ગોપી—                    ૨૧

હાય મને જોતાં કંઈ કંઈ થાય છે
શું કરો છો હાય
જુવો ભાઈ પ્રપંચી આમ જોટય છે
શું કરો છો હાય એને વાગી જાશે
અરે ચુપ રાંડ ચુપ—          એને માફ કરો

પ્રેમી પંખીડું પુરૂં પીંખાય છે (૨) જી જી જી
લાફાથી ચામડું ચીરાય છે.
આમ જો લાફાથી ચામડું ચીરાય છે.
તમે શું કરો છો હાય એને વાગી જશે
તને ખાય ખોડીયાર પડે મેલડીનો માર
સાથે જોગણીયું ચાર
મને મારી નાખ્યો (૨) હવે ભાગ જીવ ભાગ્ય

રૂકમીણી— ૨૨

હર્ષ આજ હૃદય ભારી જોઈ સમીપ શ્રી ગિરિધારી
રજ પુષ્પ સુગંધથી ગંધ વહે ચડે છે હરિના પગ સાગરનો
વળી કોકીલ ગાન સુણાવી વહે મહિમા મુખથી નટ નાગરનો
તરૂ પલ્લવ ભૂમી સમીર હસે હસતા નીરખું નદીના ઝરણો
તૃણ અંકુર હૈઠે અતિ ધરતાં રૂરતાં નીરખી હરીના ચરણો—

કૃષ્ણ— ૨૩

અહો રૂકમણી તુજ વીરહે બની સ્થીતી અતી
દુઃખદાઇ દેહ હારી—

શ્યામ કમળ સમ ગાત્ર સકળ મારા
કામ વીરહે થયા શ્વેત હો પ્રીય વામાં
તૃષીત ચાતક રહે નીત્ય તુજ પ્રીતી વારી

રૂકમણી— ૨૪

સુઘડ તે સદગુણશાળી નાર સ્વામીને સ્નેહે ભજેરે
પ્રીતમના પ્રીતે પુજે પાય શીયળ શૃંગાર સજેરે
સુકન્યા સતીના નીયમને ધારે
ધર્મ શાસ્ત્ર શુભ ગ્રંથ વીચારે
પતી ગુણ ગીતા ગાન સતી ભવ સીંધુ તરેને—
સતીને પતી પરમેશ્વર દેવા
શુદ્ધ મનેથી કરતી સેવા
સ્વામી ભક્તિની ટેક વીજય વરમાળા વરેરે—

મદન— ૨૫

રતિ સુંદરી સુજાણ હવે તું જ હૃદય વ્હાલું
રસીક રમણી મનહારી મમ પ્રાણ છો
રતિ—નાથ રાખો નિત નેહ મેહ અમીના વરસાવનારા વ્હાલા
ભવસિંધુનું વ્હાણ છો—

મદન—ધારી પત્ની વ્રુત ટેક કરી દીલડાંને એક
રતિ—નેક અંતરથી આપને રીઝાવશું
મદન—આવ્યો ટેકાળું હારી હવેથી તુ એક પ્યારી
રતિ—સંગે સંસારને શોભાવશું

સત્યભામા : કૃષ્ણ— ૨૬

નાગરીકા તથા શ્રીદામા—

સત્ય—મુકોને હાથ હે મુરારીરે હું રાજ કુંવારી—
કૃષ્ણ—શાને શરમાયે પ્રીય મારીરે જોબન મતવારી લલના છે.
નવલ દુલારી
સત્ય—બાળી ભોળી હું બાળા કાંઇ નવ જાણું કૃષ્ણ
સારી નહીં ટેવ આ તમારીરે વીઠલ વનમાળી
નાગરિકા—સમજીને સહીયર શાણી નાનાની તજીદે વાણી
સોંપી વરમાળ થા પટરાણીરે ગુણવંતી તારા મનની
જાણે છે ગિરધારી—
શ્રીદામા—શુભ આ ચોઘડીયું સારૂં સાધન સર્વે શુભકારી
લગ્નને ફુવારા કુંજ વીહારીરે આ તક છે સારી મહેનત
સફળ થાય હમારી—

બધા— ૨૭

શી મનહર આજે શોભા છે મન લોભાય
શ્યામ સ્નેહેવર્યાં રાજવર સુતા
યાદવકુમારી આ સત્યભામા સુભગા જય વરદા સુખદ—

ૐ શાંતિ શાંતિ શાંતિ



# જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો શ્રી વિશ્વરંજન નાટક સમાજનો મુકામ હોય ત્યાંથી મળશે. જેઓ ગ્રાહકોને જોઈતા હોય તેઓએ રોકડી કીંમતથી મંગાવી લેવાં વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ રાખવામાં આવશે નહીં

| | | | |
|---|---|---|---|
| રૂકમીણી સ્વયંવર .... | .... | રૂ, | ૦-૩-૦ |
| સતી સવીતા .... | ... | રૂ. | ૦-૩-૦ |
| અબુલ્હામાર્ક .... | ... | રૂ. | ૦-૩-૦ |
| શ્રી સિદ્ધ સત્યેન્દ્ર .... | .... | રૂ. | ૦-૬-૦ |
| ન્યાય સિંધુ .... | .... | રૂ. | ૦-૩-૦ |
| ચંદ્રગુપ્ત .. | .... | રૂ. | ૦-૩-૦ |
| સમ્રાટ અશોક ... | .... | રૂ. | ૦-૩-૦ |
| આત્મબળ .... | ... | રૂ. | ૦-૩-૦ |
| મહાત્મા તુલસીદાશ... | ... | રૂ. | ૦-૩-૦ |
| યોગમાયા .... | ... | રૂ. | ૦-૩-૦ |
| વીરકેશરી .... | .... | રૂ. | ૦-૩-૦ |

ચીમનલાલ બકોરદાસ દલાલ

માલેક:—શ્રી [illegible] ...નાજ.